અતિથિને દેશકાળનો વિચાર કરીને ભક્તિપૂર્વક અન્ન જળ આદિ આપવું )—આ બાર શ્રાવકનાં બારવ્રત કહેવાય છે.

૨૨૨. ૧૬. **આલોચના.** થયેલા દોષોનું સ્મરણ, પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત્ત.

૨૨૨. ૨૧. **પરમાધાર્મિક.** પાપી પ્રાણીઓને એમના પાપની શિક્ષા કરનારા પરમ અધાર્મિક દેવો.

૨૨૨. ૨૫. **કદર્થના.** તીવ્ર વેદના.

૨૨૬. ૧૧. **પ્રાસાદ.** જિનમંદિર.

૨૨૬. ૧૬. **ગુણશ્રેણિ.** આને માટે જુઓ આ પરિશિષ્ટમાં પૃષ્ટ ૪૮ પંક્તિ ૧૧. ઉપરનું ટિપ્પણ.

૨૨૭. ૧૯. **શિબિકા.** પાલખી.

૨૨૮. ૧૦. **ગણધર.** ગણ–શિષ્યસમૂહ–ને વિષે મુખ્ય–મુખ્યશિષ્ય.

૨૨૮. ૧૫. **પ્રાન્તે આરાધના કરવી.** પ્રાન્તે–છેવટે–મરણસમયે આરાધના–મોક્ષની આરાધના કરવી–મોક્ષ પ્રાપ્ત કરવાના ઉપાય લેવા. આરાધનાના દશ અધિકાર–પ્રકાર છેઃ (૧) વ્રત લઇને ભાંગ્યું હોય એનું ગુરૂ પાસે પ્રાયશ્ચિત્ત લેવું, (૨) ગુરૂસમક્ષ ( કંઇ નવું ) વ્રત લેવું, (૩) સર્વ જીવોની ક્ષમા માગવી, (૪) અઢાર પાપસ્થાનક વોસરાવવાં–વ્યુત્સર્જન કરવાં–ત્યજવાં, (૫) એક અરિહંતનું, સિદ્ધભગવંતનું, શ્રીજૈનધર્મનું, અને ગુણવંત સાધુનું–એમ ચાર શરણ અંગીકાર કરવાં, (૬) દુષ્કૃત્ય કર્યાં હેય એની નિન્દા કરવી, (૭) જેજે શુભ કાર્યો કર્યાં હોય એની અનુમોદના કરવી, (૮) ઉત્તમ ઉત્તમ ભાવના ભાવવી, (૯) યોગ્ય અવસરે અનશન આદરવું ( ચારે આહારનો ત્યાગ કરવો ), (૧૦) નવકારમંત્રનો જાપ કરવો–એનું સ્મરણ કર્યા કરવું.

—⊰ સમાપ્ત. ⊱—

